જમાં હજહારે હકસુ કાફિરોં મેં કોઈ રૂકતી હે
ખુદા કી હમ્દ કી હમને ખુતે કે ઉપર આસ્માં

O. T.

22 DEC 192

# શિવાજી અને સંગઠનીઓ.

પ્રત ૫૦૦૦ { આવૃત્તી બીજી. સને ૧૯૨૭

લેખક:—અમીન.

પ્રકાશક:—મોહમ્મદ ઉમરખાન

( રાંદેર. )

કિંમત ૧ આનો.

" જો તમો સત્ય વાત જાણતા હો તો તેને છુપાવી રાખતા મા." (અલકુર્આન)

# શિવાજી અને સંગઠનીઓ.

લેખક:—અમીન. પ્રકાશક.-મોહમ્મદ ઉમરખાન (રાંદેર.)

---

## નિવેદન.

આ નાનકડા પુસ્તકની પહેલી આવૃતિની ૨૦૦૦ નકલ પ્રતો જોતજોતામાં વેચાઈ અને હોંસથી વંચાઇએ એની લોક પ્રિયતાની સબળ દલીલ છે.

આ બીજી આવૃત્તિમા લેખકે "શિવાજીની સ્ત્રી હત્યા" "શિવાજીનાં અંત" "સુરતની વાણિક વિરાંગના" "સુરતની ૧ જી લુંટ વગેરે પ્રકરણો ઊમેરી-પુસ્તકને વધુ રસિક બનાવ્યું છે."

પુસ્તક હોંસથી વાંચી લેવાથી લેખક મહાશયનો ઉદ્દેશ સરી તો નથી, પરંતુ વાંચી તે પર મનન કરી હિંદુ અને મુસલમાનો તે પ્રમાણે અમલ કરવા મંડી જશે ત્યારેજ લેખકની મહેનત સાર્થક અને સફળ થએલી ગણાશે. —પ્રકાશક

---

૧૩૭૨૭

૨

# રગળા.

(અઝ પીરઝાદા ફ઼ઝલ અહમદશાહ "ઝાર" હોશીયાર પુરી જાલંધરી)

એહસાન કા હંડા હાથમેલે, ઈમાનકા ઝંડા હાથમેં લે,
ઈસ્લામકા ડંડા હાથમેં લે, હમ મસ્ત કલંદર ધર રગળા.
મીટ જાય યે કુફ઼્રકા સબ ઝગળા.
દિલ કાંપ ગયા હર કાફ઼િરકા; ઝટ તુટ ગયા દર ખયબરકા
જબ નઅરા ગુંન્જા હયદરકા, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ૦
હે તેગ તેરી તકબીર યેહી, દેતી હે પલટ તકદીર યેહી
કરતા નહીં કયું તદબીર યેહી, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ૦
ઈસ્લામીઓં કા હે કામ યેહી દેતા હે અરબ પયગામ યેહી,
હર સુબ્હ યેહી હરશામ યેહી, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ
યશરબ સે નીદા આઇ હે કે કુમ, ફ઼િર કયું નહો હસ્તી કુફ઼્રકી ગુમ
ઓર સાથ હી ઇસકે ગાય કોદુસ, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ૦
બન કર ન બિગળ, અપનોંસે નલળ, ઓર ધર કે કિસી ઝગળે મેં નપળ
ચુટયા સે મગર 'શુદ્ધી'કા પકળ, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ૦
જો સચ્ચે ભારત બાશી હેં, ઈસ્લામકે સબ મુતલાશી હેં
હેરાન બુતાંને કાશી હેં, હમ મસ્ત કલંદર ધર રગળા. મીટ૦
વો "શુદ્ધી" દોળી જાતી હે, ઓર પીટતી જાતી છાતી હય.
ખુદ કહેને લગી અબ "જાતી" હય હમ મસ્ત કલંદર ધર રગળા મીટ૦
ઇસ્લામકા જામ ઉળાતા ચલ, હાં, પીતા ચલ, પીલવાતા ચલ.
ઓર દિલકી લગી બુંઝાતા ચલ, હમ મસ્ત કલંદર ધર રગળા.
મિટ જાય કુફ્રકા સબ ઝધળા.

# ઉપોદ્ઘાત.

---

કૃપાળુ કિરતારની કૃપાથી આ નાનકડું પુસ્તક વાંચક બંધુ-ઓના હસ્તમાં હું ધરૂં તે પ્રથમ મારે નિવેદન કરવું જોઇએ કે આ પુસ્તક લખવામાં મારો ઉદેશ હિંદુ કે મુસ્લીમોને ઉશ્કેરવા કે કોઇનું દિલ નારાજ કરવાનો નથી. સત્ય વાત અગર ફરી અવળે માર્ગે જતા કેટલાક હિંદુ દેશ બંધુઓને સત્ય માર્ગ બતલાવવાનો મારો અલ્પ પ્રયાસ છે અને આજકાલ વધતા જતા સંગઠની ફિસાદો અને આર્ય અત્યાચારોથી મુસ્લીમ પ્રજાને જાગૃત કરવાની અને તેના રક્ષણાર્થે મુસ્લીમ અગ્રેસરોને તેમની ફરજ દેખાડવાની મારી એ કોશીશ છે. નથી એમાં હિંદુઓના ધર્મ કે કર્મ પર આક્ષેપ કે નથી તેમના મહાત્મા, ધર્માત્મા, કે ધાર્મિક પુરૂષોની વગોવણી. હા, ફક્ત મરાઠાઓના છત્રપતિ શિવાજી મહારાજને તેમના અસલી સ્વરૂપમાં દેખાડવામાં આવ્યા છે. એમની જીવનરેખા મને કેમ લખવી પડી! એનો જવાબ સંગઠની વિચારના હિંદુ કે આર્ય સમાજીનાં અંતઃકરણ આપશે, પુછો એમને કે આજે ૩૦૦ વરસ વહી ગયા પછી એકાએક તેમને શિવાજી કેમ યાદ પડી ગયા? શિવાજીને મર-વાને ત્રણ સદીઓ વીતી ગઈ ત્યાર પછી આજે જ્યારે અખિલ હિંદમાં કુસંપનો દાવાનળ સળગ્યો છે તે વેળાએ એ દવમાં શિવાજી જયંતી કે સરઘસની એક વધારે પૂળી કેમ છોડવામાં આવી? અને અગ્ની વધારે ભડકા લે તે માટે તેલ કેમ હોમાયું?

સંગઠની હિંદુઓના ઇરાદા સ્પષ્ટ છે કે શિવાજી જયંતી ના સરઘસ કહાડી મુસ્લીમોના પુરાણા ઇતિહાસીક શત્રુને જીવતા કરી મુસ્લીમોના નવા દુશ્મન પેદા કરવા અને મુસ્લીમોની આફતોમાં એક મણકો વધારે ઉમેરી તેમને રંજાડવા, દબાવવા. નહિ તો શિવાજી એક લુટારા, કપટી, વિશ્વા-સઘાતી અને ખુની પુરૂષ હતા એ વાત ઈતિહાસમાં સુર્યની જેમ પ્રકાશિત છે, તેથી એવા પુરૂષને ધર્મ વીર કહેવો એ ઇન્સાફનું ખુન કરવા કે હિંદુ ધર્મને લાઞ્છન લગાડવા સમાન છે. શિવાજીને હિંદુ વીરોના હારમાં મુકી સંગઠનીઓએ હિંદુ જાતીના ધર્મ રાજારામ, યુધિષ્ઠીર, કૃષ્ણ ભગવાન, સત્ય વાદી હરીશ્ચંદ્ર, પ્રતાપી અશોક ટેકીલા રાણા પ્રતાપ વગેરે મહા ધર્મ વીરો અને કર્મવીરોનાં અપમાન કર્યાં છે, કેમકે કયાં મહાવીર ધર્મરાજા, રામ, યુધિષ્ઠીર અને કયાં એક લુટારો રાજા ! કયાં રાજા હરિશ્ચંદ્ર સત્યવાદી અને કયાં શિવાજી વિશ્વાસઘાતી ? કયાં અશોક ચક્રવર્તી મહારાજા અને કયાં એક શિવાજી ધારપાડુ રાજા ! ટુંકમાં એમ કહેવું અયોગ્ય નથી કે કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી ! એ મહાવીરો અને શિવાજીમાં કેટલો મહા તફાવત ! એક હીરતો બીજો તદન કથીર ! છતાં આજે આર્ય અને સંગઠની લીડરો ઉપરોકત મહાવીરોના કદી સરઘસો કાઢવાને કહેતા નથી; અને કેવળ મુસ્લીમ- દેશ બંધુંઓની છેડખાની કરી મહા કોમી રમખાણો જગાડવા ખાતરજ ખોટા જોસમાં આવી ગયેલાં હિંદુઓને ભોળવી તેમને ઉંધે માર્ગે દોરી હિંદુ-મુસ્લીમ લોહીની વ્યર્થ નદીઓ વહેવડાવી રહ્યા છે. મરાઠાઓના રાજા માટે તેમજ બીજા આર્ય-ફિસાદો માટે એમ વ્યંથ રેડાતા લોહીને અટકાવવાના ઉદેશથીજ આ પુસ્તક લખાયેલ છે.

આમ લોહીની નદીઓ વહેવડાવવાથી શું હિંદુઓને હિંદુરાજ મળી જશે કે ! પરંતુ સંગઠની લીડરો હિંદુઓને બળવાન બનાવવાના ઓઠા હેઠળ તેમને મુસ્લીમો સામે નવી નવી યોજનાઓ ઘડી અથડાવે છે અને હિંદુ મુસ્લીમ કઇ રીતે વધારે લડે તે રીતે બતલાવવામાં હિંદુ લીડરો મોટાઈ માને છે, અને હિંદુઓની મનોદશા પણ એવી બદલાઇ ગઇ છે કે જે લીડર જેમ વધુ લડાવે તેમ તેને વધું મોટો અને નામીચો કે લોકપ્રિય લીડર માને છે. તોફાની ચળવળીયા કુસંપ વધારનારનેજ હિંદુ પ્રજા પાકો દેશ ભક્ત માને છે, ને તેને વધુમાન આપે છે. ડંડો ધુમાવનાર ડૉ. મુંજે હિંદુઓમાં આજે લોકપ્રિય થઇ પડયો છે તેનું કારણ એજ છે, નહિતર એ "દેશભકતે" હિંદુ–મુસ્લીમોને લડાવવા કે હિંદભુમીને બાદવારથળી બનાવવા સિવાય એણે દેશની કઈ સેવા કરી છે?

હિંદુ પ્રજાએ સમજવું જોઇએ કે હિંદુઓ મોમિનો ને હિંદમાંથી કદી પણ નાબુદ પુરી શકતા નથી અને **મુસ્લીમોને અશાંત કરી હિંદુઓ કદી શાંત બેસી શકતા નથી કે નીરાંતે જીવન ગાળી શકતા નથી કે નથી કાયમ કરી શકતા હિંદુરાજ !**

સંગઠનીયેં ઇસ હકીકત સે હેં શાયદ બેખબર
વો જો મોમિનહે કભી કાફિર સે પિટ સકતા નહીં,
ડાકટર મુંજે કે ચેલે લાખ સર પટકા કરેં,
તાકયામત હિંદસે ઇસ્લામ મિટ સકતા નહી.

બીજી વાત હિંદુઓએ એટલી યાદ રાખવી જોઇએ કે જે તમે નવી નવી જયંતીઓ ઉજવી મુસેબા સાપ જગાડો છો તો

જ્યારે મુસ્લીમો જયંતિ પર લાગી જશે તો એવા ઇસ્લામી હિંદી વીરનરો ના સરઘસો કહાડશે કે તેમના નામજ સાંભળી હિંદુ—હૃદયો ધ્રુજીને ભડકી ઉઠશે. હિંદમાં પણ ઇસ્લામી ધર્મ વીરો કે કર્મ-વીરો ની ખોટ નથી. જુઓ સેકડો વીરોમાંથી નીચેના મહાન પુરૂષો ની યાદ માટે જયંતિ મુસ્લીમો ઉજવી શકે છે કે સરઘસો કહાડી શકે છે—

[૧] લાખો હિંદુઓના લશ્કરને હરાવી સિંધમાં ઇસ્લામી પતાકા ફરકાવનાર હિંદનો પહેલો વિજયી મુસ્લીમનર ગાઝી મોહમ્મદ કાસમ [રહ]ની જયંતી મુસ્લીમો ઉજવી શકે છે [૨] તમામ ગુજરાતના રાજપુત રાજાઓને એકલા હાથે હરાવી સોમનાથની મુર્તિ ખંડન કરનાર ગાઝી મહમુદ ગઝનવીની વરસી મુસ્લીમો ઉજવી શકે છે (૩) વળી લગભગ તમામ હિંદના રાજપુત રાજા મહારાજાઓને પાણીપતના મયદાનમાં હરાવી હિંદમાં ઇસ્લામી સલતનત કાયમ કર-નાર વીર પુરૂષ શાહબુદીન ઘોરીની જયંતી મુસ્લીમો ઉજવી શકે છે [૪]અખિલહિંદના ખુણેખુણામાં મોગલાઈ સલતનતની સત્તા જમાવનાર મહાન વિદ્વાન પરહેઝગાર અને વલી " સિફત શહેનશાહ આલમગીર ઔરંગઝેબ ની જયંતિ તેઓ કરી શકે છે [૫] તેમનો અંતિમ ઇતિહાસીક વીર પુરૂષ અહમદશાહ અબદાલી છે. શિવાજીએ પોતાના રાજ્યનો પાયો એવો કાચો રાખ્યો હતો અને એની રાજ્ય વ્યવસ્થા એટલી અધુરી અને ખામીવાળી હતી કે એના મરણ પછી તેના વંશજો પાસેથી પેશ્વાનામી બ્રાહ્મણોએ શિવાજીની ગાદી છીનવી લીધી. એ પેશ્વાની સત્તા જ્યારે હિંદમાં પુરી જામી હતી ત્યારે હાલ જેમ બ્રીટીશ સત્તાની ગુલામીમાં રહી ડા૦ મુંજે અને અન્ય સંગઠની લીડરોને હિંદુરાજના સ્વપ્ના

દેખાય છે તેમ તે વેળા પેશ્વા બાલાજી બાજીરાવને દેખાતા હતા, પરંતુ એ મરાઠાશાહી કે હિંદુશાહીની સત્તાને પાયમાલ કરી નાંખવા અને હિંદમાં ઇસ્લામ અને મુસ્લીમોની લાજ રાખવા માટે ખુદાએ તુર્તજ અફગાનીસ્તાનથી એક વીર પુરૂષ **ગાઝી અહમદશાહ અબ્દાલી** ને અફગાની સ્વારો લઈ મોકલ્યો. એ ગાઝીએ પાણીપતની ત્રીજી લડાઇમાં રાજપુત, મરાઠા, જાટ અને અન્ય હિંદુઓના એકત્ર ૩–૪ લાખ લશ્કરને થોડા હજાર સ્વારો વડે મેદાન મેદાન કરી નાંખ્યું, મરાઠા લસ્કરનો સરદાર ભાઉ અને વિશ્વાસરાવ રણમાં મરાયા, સિંધીયા પકડાયો અને તેની કત્તલ કરવામાં આવી, હોલકર અને ગાયકવાડ નાસી છુટયા અને બે લાખ મરાઠા રણક્ષેત્રમાં કપાઈ મુઆ. તે દિવસથી પેશ્વાના સઘળા હિંદુરાજના સ્વપ્ના હમેશ માટે નિસ્તો નાબુદ થઇ ગયા. આ ઝળકીત ઇસ્લામી ફતેહનો સોનેરી દીવસ અને વિજય મેળવનાર ગાઝી અહમદશાહની જયંતી મુસ્લીમો ઉજવી શકે છે. એ શીવાય ઘણાંએ ઇસ્લામી ધર્મ વીરોને વીર નરો ઇસ્લામી હિંદમાં પેદા થયા છે તે પૈકીમાંથી પાંચ વીરો શીવાજી કે પ્રતાપના મુકાબલામાં ઓછા વીર નહતા. શીવાજીતો એમના મુકાબલામાં કથીર છે. શીવાજીની માફક તેઓ કપટી કે લુટારા ન હતા. દુરાગ્રહ મુકી ન્યાયની દૃષ્ટીએ જોશો તો જણાશે કે મુસ્લીમો તેમની યાદગાર કાયમ કરવા માટે તેમની જયંતી ઉજવી શકે છે. સરકાર પાસે તેમનાં માનમાં પબ્લીક હોલીડે મનાવી શકે છે, છતાં મુસ્લીમો તેમની જયંતી ઉજવવા માટે કે સરઘસો કાઢવાની હઠ કેમ કરતા નથી ! એનું કારણ એજ કે તેઓ આવા તોફાની અને કુસંપી વાતાવરણમાં સુતેલુ સાપ જગાડી ઉપરોક્ત

મહાવીરોના નેક નામથી કુસંપના બદબીજ રોપવા માગતા નથી, મુસ્લીમોને શાંતી પસંદ છે અને તેઓ શાંતિ માંગે છે કારણ કે તેમનો ધર્મજ શાંતિનુ શાક્ષણ આપે છે—

**સૃષ્ટી પરફિસાદ ફેલાવવાની ઇચ્છા રાખશો માં. ખચિત ખુદા ફિસાદ ફેલાવનારાઓને પસંદ કરતો નથી.**

[અલ કુર્આન]

અંતમાં હું એ દુઆ યાચીશકે હે ખુદા લડાકુ લીડરોએ રોપેલાં કુસંપના કડવાં બી ને હિંદુ મુસ્લીમ દિલોમાંથી નષ્ટ ને નાબુદ કરો ! અને એક આશય એક રંગ અને એક દેશના બે વિખુટા પડેલા હિંદુ મુસ્લીમ પુત્રોને હિંદ ભુમીનાઉદ્ધાર માટે ફરી એકવાર એકત્ર કરો ! આમીન.

રાંદેર. તા. ૧૫ મે. ૧૯૨૭

લી૦ ખાકસાર,
અબ્દુલ જબ્બાર
અમીન

---

# શિવાજી અને સંગઠનીઓ.



## (૧)

## જયંતીનો ઉદ્દેશ.



આર્યો અને સંગઠની સુરમાઓ નિશદિન તોફાન મચાવવાના સાધનો યોજતા રહે છે. આ ફિસાદી સાધનોમાં શિવાજી જયંતિ એક ફળદ્રુપ સંગઠની ભેજાનું નવ યોજેલ સાધન છે. એ તોફાની સાધન વડે તેઓએ પોતાની 'બહાદુરી' નાં પ્રદર્શન ઠેરોઠેર સરઘસ કહાડી દેખાડયાં અને ઘણી જગ્યાએ મસ્જીદો આગળ વાજાં વગાડી અને ઇસ્લામી મહા પુરૂષોની શાનમાં અપમાનજનક ભજનો ગાઇ મુસ્લીમોનાં લોહી ઉકાળ્યાં ને રેડયાં. શિવાજીના મરણને ૩૦૦ વરસ વીતી ગયાં ત્યાં સુધી આર્ય સુરમા કે સંગઠની શુરવીરોના ફળદ્રુપ ભેજામાં શિવાજી જયંતી ઉજવવાનું ન સુઝયું પરંતુ આર્ય અત્યાચારો ને કપટીઓના કારસ્તાનોના પ્રતાપે આજે હિંદના ખુણે ખુણામાં આગ લાગી રહી છે ત્યારે શિવાજીને મુસ્લીમોના એક ઐતિહાસીક વેરી ગણી એની જયંતિ ઉજવવાની કે તોફાનમાં ઉન્નતિ કરવાની સમજ પડી.

આ જયંતિ ઉજવવામાં આર્યો અને સંગઠની સુરમાઓનો
મુખ્ય ઉદ્દેશ એટલોજ કે શિવાજીએ મુસ્લીમોનો ઇતિહાસીક શત્રુ
હતો, તેથી એવા શત્રુની જયંતી ઉજવી સરઘસો કહાડી શાંતિમય
અને તોફાનોથી વેગળા રહેલા બાકીના સનાતની હિંદુઓને પણ
મુસ્લીમો સામે ઉશકેરી મુસ્લીમો વિરૂદ્ધ દ્વેષને વેર ઝેરના બી હિંદુ
હૃદયોમાં રોપી લડાઈનું નવું ઝાડ ઉગાડવું અને એ પ્રમાણે મુસ્લી-
મોનાં માથાં ખુનથી રંગી તેમને એક મહા આફતમાં નાંખવા.

આ છે કે એક આર્ય સમાજીઓની નાપાક છેડ ખાનીને કાર-
સ્તાની ! નહિંતર શિવાજી કાલી દેવીનો ઉપાસક મૂર્તિપૂજક હતો.
તેને મૂર્તિ ખંડન કરનાર આર્ય સમાજીઓ કેવી રીતે પુંજી કે તેની
જયંતી ઉજવી શકે ? તેમજ સનાતનીઓ પણ એક કપટી અને
લુટારા મરાઠા રાજાને શા માટે પુંજી શકે. છતાં ભોળા સનાતનીઓ
દિલમાં એ વખાણ માટે પશ્ચાતાપ કરનારા આર્યોએ છત્રપતિ મહા-
રાજના ખુબ સરઘસ કઢાવ્યા અને શાંતમાં શાંત સુરત શહેરમાં
પણ તેઓ સંગઠની હવા ખુબ જોરથી ફુંકવા ફળિભૂત થયા.

હવે આપણે એ તપાસીએ કે શું શિવાજીની જયંતિમાં તોફા-
નની ઉન્નતિનો ઉદ્દેશ છુપાએલો ન હતો ? વાંચક ! તું તારા ઠંડા
દિલે વિચાર કરકે શું શિવાજી ખરેખર વિર પુરૂષ અને પુજ્ય માણસ
હતો ? ખરેખર તે જયંતીનો હકદાર હતો ? અને હિંદુઓને તેની
જયંતિ ઉજવવી એ તેમની ધાર્મિક ફરજ કે તેમને ઘટીત છે ?
એના જવાબો તમે શીવાજીના જીવન પ્રકરણના ઇતિહાસીક દાખલા
પરથી એના અખલાક, જીવન-ઉદ્દેશપરથી જાણી શકશો.

(૨)

## શિવાજીની જીવન રેખા.

દક્ષિણ મહારાષ્ટ્ર પ્રાંતના ડુંગરોમાં વસ્તા મરાઠા જાતીનો એ પુરૂષ હતો, અને તે બીજાપુરના મુસ્લીમ બાદશાહના નિમકહલાલ નોકર શાહજીનો પુત્ર હતો, એના કુળ વિષે એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે:—

"His great grand father Babjee Bhonslay was a son of the Rana of Oodipoor, whose blood is considered the highest and purest in all Hindoostan; but his Mother was a woman of inferior caste, and the stain thus incurred induced him to quit his native country.

(History of India printed in Edinburg in the year 1819 A. D.)

અર્થાત "શિવાજીનો પરદાદો બાબાજી ભોંસલે ઉદેપુરના રાણાનો છોકરો હતો કે જેનું ખાનદાની ખમીર અખિલ હિંદમાં શુદ્ધ અને ઉંચ ગણાય છે, પરંતુ એની મા નીચ વર્ણની હતી. આ લાગેલા કલંકના લીધે તેને પોતાનો દેશ છોડી જવાની ફરજ પડી હતી."

["હિસ્ટરી ઓફ ઇન્ડીયા" સને ૧૮૧૯ માં એડીનબર્ગમાં છપાએલી પા. ૨૯૦]

આથી સ્પષ્ટ છે કે શિવાજી વર્ણશંકરી કુળમાં પેદા થયો હતો. નીચ વર્ણનો માણસ દગો ફટકો કે વિશ્વાસઘાત કરી ખુન કરી નાંખે એ તો સ્વાભાવિક છે. ઇતિહાસ વેત્તા મી. ગ્રાન્ડ ડફે એજ માટે

કહેલું છે કે “ શિવાજી દગાખોર ખુની હોય એમાં નવાઈ નથી કારણ કે મરાઠા સ્વભાવેજ દગાખોર હતા.”

## શું શિવાજી લુંટારો હતો!

શિવાજી જ્યારે સત્તર વર્ષની વયે પહોંચ્યો ત્યારે તેણે કેટલાક મવાલી લોકો [ધાડપાડુ જંગલી માણસો] ના ટોળાં ભેગાં કરી લુંટારાનો ધંધો આરંભ્યો, અને જેનું અન્ન ખાઈ એ છત્રપતિ મોટો થએલો અને હજુ સુધી એનો બાપ જે બાદશાહને ત્યાં નોકર હતો, તેજ બીજાપુરના બાદશાહનો મુલ્ક લુંટવા લાગ્યો. આનું નામ તે શિવાજીની વિરતા કે નીમકહરામી? એ વાંચક પોતેજ સમજી શકે છે.

## શિવાજી કપટી ખુની હતો?

બીજાપુરના બાદશાહે એ લુંટારાને સજા કરવા સરદાર અફઝુલખાનને મોકલ્યો. શિવાજી આ સરદારથી ડરી ગયો. આથી સામે થઈ બહાદુર વીર પુરૂષને છાજે તેવી રીતે લડવાને બદલે છળકપટ કરી બાયલાપણાથી એ સરદારનું ખુન કરવા એણે પ્રપંચ રચ્યો. ખાનને કહેવડાવ્યું કે ‘હું તમારે શરણે આવવા તૈયાર છું. પરંતુ એક શરતથી, કારણ કે હું બાદશાહનો મોટો અપરાધી છું એટલે એકદમ વગર શરતે તાબે થવા ડરૂં છું. જો તમે એકલા વગર હથીઆરે મને એકાંતમાં મળો તો હું સલાહ કરી તાબે થવા રાજી છું” નિખાલસ દિલનો ખાન દગાખોરના છળકપટમાં આવી ગયો. પછી કપટી શિવાજીએ જે ઠેકાણે મુલાકાત કરવાની હતી. તેની આસપાસ ઝાડીમાં હથીયારથી સજ્જ થએલા માણસોને છુપાવી રાખ્યા, અને પોતે ઝભ્ભાની નીચે બખ્તર પહેરી કમરમાં કટાર છુપાવી તેને મળવા ગયો, અફઝુલખાને મલમલના ઝભ્ભા સીવાય કંઈ પહેર્યું ન હતું.

જેવો અફ્ઝલખાન હિંદી રિવાજ મુજબ શિવાજીને ભેટવા જાય છે
કે તરતજ હિચકારી રીતે દગાખોર દુશ્મને પોતાના બાંયમાં છુપાવી
રાખેલા વાઘ નખ વડે નિશસ્ત્ર અને અસાવધ ખાનના પ્રાણ લીધા.
આતે શિવાજી છત્રપતિની વીરતા કહેવાય કે હિચકારાપણું ?
એક દગાથી છુપી રીતે શસ્ત્રથી સજ્જ થએલા એક નિશસ્ત્રને નિરા-
શીતપર એકાએક હુમલો કરે તે નરને વિશ્વાસઘાતી કે હિચકારા સિ-
વાય બીજું કયું વિશેષણ લાગુ પાડી શકાય ! શિવાજીના આ દગા
અને બાયલાપણાને મરાઠા "દેશ ભક્તો" અને સંગઠનીઓ શિવા-
જીની વીરતા બતાવે છે ! શું આવા દગાખોર અને હિચકારો માણસ
ધર્મવીર કહેવડાવવાને પાત્ર છે? છતાં એ દગાખોર, બાયલા, અને
કપટી ખુનીને સંગઠની હિંદુઓ મરાઠાઓના દેખાદેખી માનથી
સંભારે છે એટલુંજ નહિ પરંતુ તેને પુંજે છે અને તેની જયંતિ
ઉજવે છે. જો હિંદુઓમાં એવાજ ખુનીઓની જયંતિ ઉજવાતી હોય
તો અમે સંગઠની હિંદુઓને અને આર્યોને સલાહ આપીશું કે એ
લોકો મુડદાઓને શા માટે પુંજે છે ! ત્યારે ગાઝી અબ્દુલ રશીદને
પુંજવું જોઇએ ને તેના માનમાં જયંતિ કરવી જોઇએ, કારણ કે
તમારા કહેવા મુજબ તેણે પણ વિશ્વાસઘાતી બની એક નિશસ્ત્રનું
ખુન શીવાજીની પેઠે કીધું છે. [જો કે અબ્દુલરશીદ નિર્દોષ છે]
પરંતુ આજે આર્યો તેને સંભારવાને બદલે [જો કે નિર્દોષ છે છતાં]
તેને કાયર હિચકારો વગેરે કહે છે. કોઇ તેને જીવતો બાળી મુકવાની
તો કોઇ તેના કડકેકડકા કરી મારી નાંખવાની સલાહ આપે છે, પરંતુ
શિવાજી કે જેણે કપટથી ઘાતકી રીતે એક નિશસ્ત્રનું એકાંતમાં ખુન
કર્યું હતું તેવા માણસને એના દુષ્કાર્ય માટે વખોડવાને બદલે તેને

વીર પુરૂષ માની તેને પુંજે છે અને તેની જયંતીઉજવે છે! આ છે આર્યો અને સંગઠની હિંદુઓની ન્યાયવૃતી અને અંત્મ મનોદશા !

**શિવાજી ના હત્યા**

શિવાજીએ જયારે મોગલાઇ શહેનશાહતમાં લુટફાટ શરૂ કરી, ત્યારે પ્રતાપી શહેનશાહ આલમગીર ઔરંગઝેબે પ્રજા પીડક શિવાજીને સજા કરવા એક મોટી ફોજ સહિત સેનપાતી સાઇસ્તખાનને મોકલ્યો. ખાને એના એક પછી એક કિલ્લા પડાવી લીધા. અંતે ખાંને પુના સર કરી શહેરમાં વાસ કર્યો. શિવાજી ડુંગરોમાં ભરાયો. રાત્રીએ લાગ સાધી, મોગલ લશકરના સરદાર જસવંતસીંગને ફોડી અને એની પુરાની છળ કપટ કરવાનો રૂઢી પ્રમાણે દક્ષિણી મુસ્લીમ સીપાઇઓના વેશે કેટલાક માણસો સહિત એ શહેરમાં દાખલ થઇ ચોરની પેંડે સાઇસ્તખાનના મકાનના રસોડામાં દાખલ થયો, અને ત્યાંથી બાકોરૂં પાડી એ ઝનાનખાનામાં ગયો. આ ખડખડ સાંભળી મહેલની સ્ત્રીઓ જાગી ઉઠી અને સાઇસ્તખાનને જગાડયો. ખાન પોતાના હથીઆર હાથમાં લે એટલામાં તો શિવાજી એકદમ ખાનપર ધસી ગયો, અને નિશસ્ત્ર ખાનનો અંગુઠો આ ઝપાઝપીમાં કપાયો. શિવાજી જેટલી વેગે આવેલો તે પ્રમાણે નાસી છુટયો.

"રાત્રીની વેળા મહેલમાં એકાએક કપટથી ઓચિંતા કરેલા હુમલામાં શિવાજીના ૭ માણસો માર્યા ગયા અને ૪૦ જખ્મી થયા. અને તેઓ [શીવાજી અને એનાં મરહાઓ] એ ખાનના એક પૂત્ર અને ૪૦ ખીદમતગાર અને ૭ સ્ત્રીઓ અને દાસીઓની કત્લ કરી એ ઉપરાંત બે બીજા પૂત્રો, ૮ બીજી સ્ત્રીઓ અને સાઇ-

સ્તખાનને જખ્મી કર્યો."(જુઓ જદુનાથ સરકાર કૃત 'History of Aurangzeb" પા. ૫૦–૫૧

આજે શીવાજીના ચેલાઓ દાવો કરે છે કે એણે સ્ત્રીઓની રક્ષા કરી હતી. એ મહાશયોને અમે પુછીશું કે સાઇસ્તખાનની સ્ત્રીઓ-ની શીવાજીએ કરેલો કત્લ તે શીવાજીનું સ્ત્રી રક્ષણ કે સ્ત્રી ભક્ષણ? આતે સ્ત્રીઓનો રક્ષક કે ભક્ષક? વાંચક! આવા એક સ્ત્રીહત્યા કરનારની પુજા હિંદુ ધર્મમાં કોઇ ઠેકાણે નથી. છતાં આજે સં-ગઠનીઓ એની એવી ભારે સ્તુતિ કરે છે કે આજે શિવાજી જો જીવતો હોત તો જરૂર સંગઠનીઓની મનોદશાપર હસતે અને કહેતે કે "હે શીવાજી ઘેલાઓ! તમે મને હદથી ચઢાવી મારી અછાજ-તી સ્તુતિ કરી તમે મારી પૂજા નથી કરતા પરંતુ ઉલ્ટું અપમાન કરો છો."

## શિવાજી અને મરાઠાશાહીનું અંત

અંતે શીવાજીએ જ્યારે ઘણુંજ માથું ઉંચક્યું ત્યારે આલમ-ગીર બાદશાહ પંડે એને સજા કરવા દક્ષિણમાં આવ્યા. બાદશાહના વફાતના બે વરસ પહેલાં મરાઠાઓના તમામ કિલ્લા અને રક્ષિત સ્થળો મુગલ ફોજે જીતી લીધા. એ લડાઇઓ દરમ્યાન શિવાજી મરણ પામ્યો. એના પછી એનો પુત્ર સંભાજી પકડાયો અને માર્યો ગયો. રાજારામે જંગલ પહાડમાં ભટકી પોતાની જીંદગી [illegible] આણ્યો. સંતાનું માથું કાપી દિલ્હી દરબારમાં [illegible]

[illegible] આવવાઓરોને

સત્તાધીકારી ન હતા પરંતુ ભટકતા ડાકુ રહ્યા હતા જેઓ ચોરી છુપીથી લુટમાર કરતા હતા. આ પછી ઔરંગઝેબે ફાની દુન્યાનો ત્યાગ કર્યો. એમના પછી આવનારા બાદશાહો કમનસીબે મોજીલા અને નબળા નીવડયા. તેથી એ મરાઠાના ઉડતા રજકણોને નાશ કરી શકયા નહિ, અને ઔરંગઝેબનું અધુરૂં કાર્ય અંગ્રેજોને કરવું પડયું.

## શિવાજીનો ઉદ્દેશ.

લુટફાટ અને ખુના મરકી કરવામાં શિવાજીનો મુખ્ય ઉદ્દેશ કંઇ દેશની સ્વતંત્રા કે અન્ય ધાર્મિક આશય ન હતો કે ન તે કોઈ ધર્મિષ્ઠ સદ્દગુણી પુરૂષ. છતાં મરાઠામાં તે કેમ લો: થઈ પડયો છે તે માટે એક અંગ્રેજી ઇતિહાસકાર એડીનબર્ગ: ૧૮૧૯ માં છપાએલી " History of British India લખે છે કે:—

"He certainly presented a complete exa of a character...in which the monarch, gene partisan, bandit, and even the expert thief, blended in nearly equal proportions, and e ...rt is performed with equal success. In ... ...acities Shivajee showed himself what ...ssively clever fellow; and the ...nd surprises, repeated and ...f amuseme...